# શીતળા સપ્તમી મહાત્મ્ય.

સુજ્ઞ ધાર્મિક આર્યોને સારૂ.

બનાવનાર,

નાથજી ભાઈશંકર મેહેતાજી.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

ચુનીલાલ નાનાભાઈ મેહેતા.

અને

અનુપરામ પ્રભાશંકર જોશી.

આમોદ જીલ્લે ભરૂચ.

અમદાવાદ—"વિદ્યા પ્રવર્તક" પ્રેસ.

આવૃતી ૧ લી. પ્રત. ૫૦૦

સવત ૧૯૫૭ સને ૧૯૦૧



કીંમત રૂ. ૦-૧-૬ પોષ્ટેજ જુદું.

# શીતળા સપ્તમી મહાત્મ્ય.

સુજ્ઞ ધાર્મિક આર્યોને સારૂ.

બનાવનાર,

નાથજી ભાઈશંકર મેહેતાજી.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

ચુનીલાલ નાનાભાઈ મેહેતા.

અને

અનુપરામ પ્રભાશંકર જોશી.

આમોદ જીલ્લે ભરૂચ.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

આવૃતી ૧ લી. પ્રત. ૫૦૦

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧



કીંમત રૂ. ૦-૧-૬ પોસ્ટેજ જુદું.

ૐ

# શીતળા સપ્તમી મહાત્મ્ય.

## રાગ મારૂની ચોપાઇ.

શંકર સુતના પ્રણમુંપાય, નમું કરજોડી અંબામાય;
સરસ્વતિ કરજો મમસાહ્ય, આદરૂં કહેવા સુભ કથાય. ૧
શીતળા સપ્તમી દિન અવનવો, શી રીતે જગ જાહેર હવો;
તે કથા કહેવા આદરૂં, હરી કૃપાએ ચાલે પાધરૂં. ૨
શીતળામાની હોયજ સ્હાય, તેની કૃપાથી ગ્રંથ લખાય;
કીધી દયા દુનીઆં ઉપરે, તેથી વ્રત સૌ તેનું કરે. ૩
વૃદ્ધ બાળ યુવા નરનાર, વ્રત કરે સકળ સંસાર;
એ વ્રત ક્યાંથી ઉપન્યુ ઘણું, તેની કથા સંક્ષેપે ભણું. ૪
શ્રોતાજન સાંભળજો કાન, વળી ધરજો ઇશ્વરનું ધ્યાન;
સાંભળતાં સહુ પાતક જાય, પાપી જનતે પાવન થાય. ૫
વંધ્યા દોષ ટાળે સાક્ષાત, એવી શીતળા માની વાત;
હરતાં ફરતાં બાળક હોય, દોષ તેને ન પીડે કોય. ૬
પુત્રવતીને વંધ્યા સમેત, કથા સાંભળો ધરીને હેત;
સંશય કાંઇ નવ ધરશો કદા, રાખો હેત શીતળાસું સદા. ૭
કથાતણું આખ્યાનજ કહું, હેત કરી સાંભળજો સઉ;
ઉજેણી નગરી છે જ્યાંય. વિક્રમ રાજ કરે છે ત્યાંય. ૮
તે નગરમાં શેઠજ એક, પુન્યવાન અદકો વિવેક;

ધનપાળશા તેહનું નામ, લક્ષ્મીવંતને રૂડો ઠામ. ૯
સુકોમળ પત્નિછે એક, પતિવ્રતાનો જેને ટેક;
પુન્યદાન કરે છે અતિ, પુત્ર તણું પણ સુખજ નથી. ૧૦
દોલત અઢકી તેને ઘેર, સરવે વાતે લીલા લ્હેર;
પુત્રવિના સુખ સઘળું જાણ, શેઠને મન ચિંતાની ખાણ. ૧૧
પુત્ર થવાને કરે ઉપાય, પુજે પુરાણી જોશી પાય;
દાન પુન્ય કરતો બહુ આપ, વાંઝીયાનું મટવાને પાપ. ૧૨
નર નારીને મનમાં દયા, પુત્ર કાજ રાખે બહુ મયા;
તેડાવ્યા વિપ્રોને ઘેર, શાસ્ત્ર કઢાવી પૂછી પેર. ૧૩
શા દોષે મુજને નહીં પુત્ર, જોશી જુઓ જોતિષ સુત્ર;
શા કારણ મુજને એ દુ:ખ, ક્યારે થાશે અમને સુખ. ૧૪
વિપ્ર કહે શેઠજી સાંભળો, મનમાં નવ રાખો આમળો;
પૂર્વ જનમનો દોષજ નડે, પુત્ર સુખ તે નહીં સાંપડે. ૧૫
પશુ હત્યાનો લાગ્યો દોષ, જોયું રૂડા જોષને જોષ;
માટે એક ઉપાયજ કરો, વિપ્ર વચન હૈડામાં ધરો. ૧૬
નવાણુ એક કરાવો આપ, તોતો મટે પુરવનું પાપ;
સંતતિ એથી તુજને થશે, તારા મનનું દુ:ખજ જશે. ૧૭
એવું કહીને વિપ્રો ગયા, શેઠજી મનમાં મગ્નજ થયા;
નવું નવાણુ બંધાવું અહિં, પશુ હત્યા છટે દોષ સહી. ૧૮
પુત્ર વિના નાણું શા કામ, માટે કરવું ધારી હામ;
લાખ ટકા ખરચ્યા ધરી વ્હાલ, ભવ્ય સરોવર બન્યું વિશાળ. ૧૯
પણ ન ટકે જળ બુંદ લગાર, વિપ્ર ઉપર અતિ આવ્યો ખાર;
તેડ્યા વિપ્રોને તે ઠાર, કહી સંભળાવ્યો સઘળો સાર. ૨૦

પાણી પાખી સરોવર કર્યું, ઉભરું દુઃખ હૃદેમાં વસ્યું;
નાણાં ખરચ્યાં ઉલટ ધારી, તોપણ માંહે ન આવ્યું વારી. ૨૧
વિપ્ર કહે યજ્ઞ એક કરો, તો નીકળશે જળનો ધરો;
શેઠે કીધું તેવું કાજ, જળ આવ્યું હરખ્યો સૌ સાજ. ૨૨
વિપ્ર કહે રાખો વિશ્વાસ, પૂરણ થશે પુત્રની આશ;
મન ચોરશો પુન્ય દાનથી, તોતો પુત્ર તમારે નથી. ૨૩
શાંત સ્વભાવે પાળો ધર્મ, ઇશ્વર કરશે રૂડું કર્મ;
કેટલા દિન વીતીતો ગયો, શેઠાણી મસવાડા રહ્યા. ૨૪
ગર્ભવતી શેઠાણી થઇ, પુત્ર પ્રસવ્યો તેને સહી;
પુન્ય દાન કર્યાં તે દિન, શેઠ ઘણું હરખે છે મન. ૨૫
બૃદ્ધપણે સુખાળો થયો, ચિત્તતનો પરીતાપજ ગયો;
રમે જમે ને દિન નિરગમે, કૌતક એક થયું તે સમે. ૨૬

વલણ.

કૌતક એક થયું તહાં, શેઠ તણે દરબારરે;
નાથજી કહે સૌ સાંભળો, કહું તેનો વિસ્તારરે.

## કડવું ૨ જું.

### રાગ ધનાશ્રી.

એક દિવસ તે શેઠીઓ, બેઠો નીજ દરબાર;
વિપ્ર જાચવા કાજતે, આવ્યો તેણે દ્વાર. ૧
વિપ્રે કીધી યાચના, માગ્યું દાન અપાર;
શેઠે ધિક્કાર્યો વળી, આપ્યું નહીં લગાર. ૨

વિપ્ર ખેદ મન પામીઓ, શેઠે ન ધર્યું કાન;
પુત્ર સુખમાં વિસર્યો, આવ્યું અતિ અભિમાન. ૩
પ્રમાદ પેઠો દિલમાં, દીધું ન આદરમાન;
બ્રહ્મ વાચક ભૂલી ગયો, માયામાં ગુલતાન. ૪
વિપ્ર નિશ્વાશો નાંખીને, ગયો પોતાને ધામ;
શ્રાપ દીધો મનમાં કુડો, થવા કાળ તે ઠામ. ૫
શેઠ તણે મન કાંઈ નથી, કરવું ઇશનું થાય;
દિનદિન બાળ વડો થતાં, સોળંતી સંગે જાય. ૬
ટોળે મળીને મિત્ર સહુ, તળાવ કેરે તટ;
ના'વાને કાજે ગયા, ઘરે શેઠ સુત હઠ. ૭
તરી જાય તળાવને, એવી હાંકી હોડ;
મનગમતા દઉં દામને, પુરું મનના કોડ. ૮
કહેતામાં સરવે પડયા, સાથ શેઠનો સુત;
તરતાં થાક્યો પુત્ર તે, ગયું શેઠ ઘર સુત્ર. ૯
ગયો બાળ ધનપાળનો, જળદેવીને ઘેર;
ઉલકાપાત અતિ થયો, શેઠે સુણી પેર. ૧૦
રૂદન કરતાં કૂટતાં, આંસુ ધારી અપાર;
કુટુંબ સર્વે કળકળે, થયોજ હાહાકાર. ૧૧
શું કરને ક્યાં જઉં, મરૂં ખાઇને ઝેર;
કોણુ જનમનું વાળીઉં, હે સુત મારૂં વેર. ૧૨
વૃદ્ધપણે દુખીયો થયો, શાં મુજ મળીયાં પાપ;
નિશ્ચે મુજને લાગીયો, તે બ્રાહ્મણનો શ્રાપ. ૧૩
સુણી વિપ્ર તેડાવીયા, કરતો રૂદન અપાર;

ક્ષમા કરો અપરાધને, કરો હવે કંઇ વ્હાર. ૧૪
નવાણુ પણ સુકાઇ ગયું, થયો વાંઝીઓ શેઠ;
નિશ્વાશ નીચે નાખતો, કુટવા લાગ્યો પેટ. ૧૫
વિનતી કરી બહુ વિપ્રની, ત્યારે બોલ્યા તેહ;
બત્રીશ લક્ષણુ પુરૂષની, લાવી હોમો દેહ. ૧૬
જળદેવીને ભોગંજો, આપે જળની માંય;
તો કારજ તારૂં સરે, ડુબ્યો પુત્રજ ક્યાંય. ૧૭
શેઠે મન વિચારીયું, બત્રીશ લક્ષણુ જન;
વિક્રમ સુત ચરિત્ર છે, વળી પોતાનો તન. ૧૮
પરદુઃખ ભંજન રાય છે, કરે સરવનાં કામ;
જાચું તેને જરૂરતો, ભાગે દુઃખનો ઠામ. ૧૯
પણ વિચાર્યું દિલમાં, મારે માટે એહ;
પુત્ર એહનો ક્યમ હણું, એ મોટો સંદેહ. ૨૦
મારે મુજને તર્તએ, કેમ બોલાએ બોલ;
ગુંચવણુ પડતી દિલ વિશે, તોળી જુએ તોલ. ૨૧
વળી હીંમત રાખે હૃદે, એ સતવાદી રાય;
બ્હાલું ન કરે એ કદા, પર દુઃખ ભંજન કાય. ૨૨
નિશ્ચે કારજ એ કરે, કહેતાંમાંજ જરૂર;
પણુ માટે તન આપશે, રાજા એવો શૂર. ૨૩

**વલણુ.**

શૂરવીર રાજા ઘણો, પરદુઃખભંજન જાણુ;
કીધું દુઃખ એતો હણે, કહેતાંમાં સુજાણુ.

## કડવું ૩ જું.

### ચોપાઇ.

શેઠ ગયો રાજાની પાસ, અદકી જેને હૈયે આશ;
નમન કરીને ઉભો રહ્યો, તવ રાજાએ પ્રશ્નજ કર્યો. ૧
કેમ શેઠ શું છે તમ નામ, કેમ આવીયા શું છે કામ;
કહો તમારૂં કારજ જેહ, સાંભળવા ઇચ્છુંછું એહ. ૨
શેઠ કહે રાજાજી તમો, ઇશ્વર સરખા માનું અમો;
હું ધનપાળ કહું મુખથી, પુત્ર વિના દુઃખ બીજું નથી. ૩
પુત્ર હતો મારે ઘેર એક, કોટી ઉપાયે પૂર્યો ટેક;
પુન્ય વૃત્ત તીરથને જોગ, મળ્યો હતો સુખનો સંજોગ. ૪
પણ ઓચીંતું દુઃખજ થયું, સુત ડુબતાં સૌ સુખ ગયું;
નવાણુ મેં બંધાવ્યું જ્યાંય, ડુબ્યો સુત સરોવર માંહ. ૫
નીર સુકાયું દુઃખીઓ હાય, મોટું કષ્ટ એ કાપો રાય;
પુછ્યું વિપ્ર મહા વિદ્વાન, સમજાવ્યો મુજને દઇ જ્ઞાન. ૬
નર બત્રીશ લક્ષણનો જેહ, જળદેવીને દેવો તેહ;
તેથી સુત સજીવન થાય, નવાણુ નીરથકી ઉભરાય. ૭
બત્રીશ લક્ષણમાં તુજ તન, જગમાં અન્ય નથી કોઈ જન;
કહેતાં કાળજું ફાટી જાય, સુતવિણુ રાજજ સતું આય. ૮
મારૂં કામ કરોજી આપ, સતવાદી રૈયતના બાપ;
પરદુઃખભંજન છો બહુ ધીર, કહેતાં કંપે મુજ શરીર. ૯
સાંભળી રાજા વદે વચન, કરો નહીં ફિકર કંઇ મન;
પરદુઃખભંજન મારૂં નામ, કરૂં શેઠ તમારૂં કામ. ૧૦

પુત્ર મરે તેથી શું થાય, મુજનું મન નહિ ગભરાય;
પણ મુજ ટેક જવા નહીં દઉં, એ કીધા પછી અન્નજળ લઉં. ૧૧
શીઘ્ર કરી તૈયારી સર્વ, હૈયામાં નથી જેને ગર્વ;
ચરીત્ર નિજનો તન જેહ, તેડાવ્યોજ સભામાં તેહ. ૧૨
ચાલો પુત્ર પડયું તમ કામ, સતરાખે મારૂં શ્રીરામ;
વણિક તન તુજથી ઉગરે, પ્રસન્ન મનથી જોતુ મરે. ૧૩
ચરિત્ર સાંભળી આગળ થયો, પિતા પ્રત્યે બોલજ કહ્યો;
આ ક્ષણ ભંગુર કાયા જેહ, ક્ષણમાં લય પામે વળી એહ. ૧૪
જ્યારે ત્યારે મરવું નેટ, વે'લું મોડું જાવું ઠેઠ;
પરોપકારે પાડે દેહ, લે તે શિઘ્ર અભયપદ એહ. ૧૫
મોત આવતાં મરણુજ થાય, એમ ગણી મનમાં પિતાય;
મનમાં કરશો નહિ વિચાર, મારો મુજને આણી પ્યાર. ૧૬
વચન આપ મિથ્યા નવ થાય, માટે સઘ કરો ઉપાય;
જાણી વાત પ્રજાએ પેર, ખેદ થયો સૌ ઘેરઘેર. ૧૭
રાજા સુત હણવા કારણે, નીકળ્યો નગર તણે બારણે;
ફટ ફટ સૌ વણીકને કરે, અકુર્મી ક્યાંથી પ્રગટયો ખરે. ૧૮
રાજ પુત્રની કરાવી હાણ, ધારે પાપી નીજ કલ્યાણ;
રાંધી રસોઇ રહી ઘેરે ઘેર, ત્રાહ્ય ત્રાહ્ય વરત્યો તે શહેર. ૧૯
રાજા પુત્ર લઇ નિસર્યો, નવાણુ આગળ આવી ઠર્યો;
રાખ્યો સરોવર મધ્યે બાળ, ખડ્ગ કાઢ્યું તેણે તત્કાળ.
રાજા હરીનું ધ્યાનજ ધરે, ચરિત્ર પણ પ્રભુને ઉચરે;
થાજો વણીક કેરૂં કાજ, લાજ રાખજો પ્રભુ મહારાજ. ૨૧
અશ્રુપાત કરે જન સઉ, વૃદ્ધ બાળ દીકરીઓ વહુ;

ફૂટ ફૂટ ઓ વણીક ચંડાળ, ભૂપ હણે તુજ કાજે બાળ. ૨૨
બળ્યું તારૂં જીવન છે ફોક, રંક રૈયતને પાડ્યો શોક;
શેઠ અતિ દીલમાં દાઝીઓ, કેમ કરૂં થયો વાંઝીયો. ૨૩
રાજાનું સત રાખે હરી, મારૂં કામ થાશે ઝટ કરી;
રાયે ધ્યાન માતાનું ધરી, જળદેવીની સ્તુતિ કરી. ૨૪
ભવાની લે ભોગજ તાહરો, આપ શેઠ સુત લઈ માહરો;
એમ કહી શિર છેદ્યું બાળ, ઓચીંતુ ફુટયું પાતાળ. ૨૫
ભગ ભગ નીર આવ્યું તતકાળ, પિતા પુત્ર ગયા પાતાળ;
જળદેવી જણુ બે લઇ ગઈ, નગરી રાય વિનાની થઇ. ૨૬
હાહાકાર નગરમાં થયો, પુત્ર સાથ રાજા પણ ગયો;
દુષ્ટે અઘટિત કીધું કર્મ, હવે કોણ સાચવશે ધર્મ. ૨૭
રાજા રાજ પુત્ર સમેત, ગયા અરે ક્યાં જોતાં વેત; ?
રૈયત કકળે નગરજ તણી, રાંધી રસોઇ રહી તે તણી. ૨૮
નવ ખાધું નવ પીધું નીર, દુઃખજ વ્યાપ્યું સર્વ શરીર;
દિલગીરીમાં દિનતો વહી ગયો, રાત વીતી પરભાતજ થયો. ૨૯
રાજાની સુણજો કહુ પેર, જળદેવીની થઇ છે મ્હેર;
રાજા અને કુંવર પાતાળ, ગયા દેવીનું જ્યાં છે દ્વાર. ૩૦
દેવીએ દીધું સન્માન, દીઠો શેઠ સુત તે ઠામ;
આપ્યો રાયને સર્વે મળી, વળી મુખથી દેવી ઉચરી. ૩૧
"ધન્ય ધન્ય સતવાદી રાજ, કળીમાં કોણ કરે આ કાજ;"
શીતળા માની થઇ છે મ્હેર, રાજાને થઇ લીલા લ્હેર. ૩૨
સુવર્ણના વૈમાને રાય, સુત બે સાથે સુંદર કાય;
પ્રાતઃકાળે નીકળ્યા બહાર, દેવીને કરી નમસ્કાર. ૩૩

રાયે દેવીનું વર્ણન કહ્યું, રૈયત સરવે મનમાં લહ્યું;
સત્ય તણો એવો પરતાપ, ટળ્યો શેઠનો મન પરિતાપ. ૩૪
રૈયત રાયની રાજી થઇ, જય જય કરતી સૌ ઘેર ગઇ;
ગયા દિવસનું રાંધ્યું અન, સર્વે જઇ કીધું પ્રાશન. ૩૫
શીતળા માની પૂજા કરી, ટાઢું ખાવા ટેકજ ધરી;
નાહી તળાવે કરી પુજન, ઘેર જઈ ટાઢું ખાવું અન્ન. ૩૬
ટાઢું કીધું પૂરને માત, શીતળા મા તેથી વિખ્યાત;
સોંપ્યો શેઠને સુત તતખેવ, તેણે કીધી રાયની સેવ. ૩૭
શીતળામાનો ઓચ્છવ કર્યો, દ્રવ્ય કોશ લૂટાવા ધર્યો;
શીતળા માનું કર્યું સ્તવન, રાખ્યું રાયે શેઠનું પણ. ૩૮
શ્રાવણ સુદની છઠ તું જાણ, ઉલકાપાત થયો પરમાણ;
દિવસ સપ્તમી સુખનો સર્વે, ત્યાંથી ઉપજ્યું એવું પર્વ. ૩૯
અદ્યાપિ ચાલે એ વૃત્ત, પૂર્વે બનીયું તેવું કૃત્ય;
અન રાંધી છઠ્ઠે રાખવું, સાતમ દિન તેને ચાખવું. ૪૦
ટાઢે નીર નવાણે ન્હાય, પુણ્ય સ્નાન ગંગાસમ થાય;
મૃતિકા મૂર્ત્તિતો કરી, સેવા કરવી ભાવજ ધરી. ૪૧
પુષ્પ હાર ગંધાક્ષત સાથ, માત પૂજવી જોડી હાથ;
માને જે અર્પે પારણું, ઉઘાડું રાખે બારણું. ૪૨
વળી ચઢાવે જે શ્રીફળ, તેને આપે સારૂં ફળ;
કરશે માને નીરની ધાર, તે સુખી રહેશે સંસાર. ૪૩
ફૂલ હારને ફળો અનેક, જેહ ચઢાવે કરી વિવેક;
તેને સુખમાં રાખે સદા, પડે નહિ કો દિન આપદા. ૪૪
તાંદુળ કોપરૂં ફળો હાર, સોપારી આદિ શણગાર;

પુજે આણી આનંદ ભેર, શીતળા શીતળ રાખે ઘેર. ૪૫
પ્રતાપ માનો અદકો હોય, વ્રત્ત આચરે છે સૌ કોય;
દાન વિપ્રને દે જે ગમે, તે પ્રાણી કદી દુ:ખ ન ખમે. ૪૬
કથા સાંભળી આપે દાન, તેને આપે મા બહુ ધાન;
શીળવાને ગુમડાં છે જેહ, વ્રત્ત કીધેથી નાશે તેહ. ૪૭
વંધ્યાને પુત્ર આપશે, શીતળાપર શ્રદ્ધા રાખશે;
એવી શીતળામાની કથાય, સાંભળતામાં દુ:ખજ જાય. ૪૮
એ રીતે શીતળા સાતમી, વ્રત્ત મધ્યે નથી કંઇ કમી;
ગુણી વાત જ્યારે મેં એહ, પદબંધનમાં કીધી તેહ. ૪૯
ભાઇ શંકર સુત નાથજી નામ, કરૂં રૂડું શિક્ષકનું કામ;
નવ જાણું પિંગળ છંદ ભેદ, શ્રોતાજન ધરશો નવ ખેદ. ૫૦
લખી મૂકી અંધારે વાત, ત્રાતા નીકળે કો વિખ્યાત;
આણી હોંસ ધરી તેમણે, પ્રસિદ્ધ કરવાને કારણે. ૫૧
પ્રભાશંકર સુત અનુપરામ, હાલ વસે છે આમોદ ગામ;
નાના ભાઇ સુત ચુનીલાલ, પ્રસિદ્ધ કરી બેએ મળી હાલ. ૫૨
શુદ્ધ કરે તે વાતજ મૂળ, શંકર શીતળા રહાયે ભૂલ;
ગાય શીખે જે શ્રવણુંજ કરે, સુખીઆ થઇ સ્વર્ગે સંચરે. ૫૩

વલણ.

ભાવે ભજો ભગવાનને, શ્રોતા સુણજો વાતરે;
વદજો વેગે વ્હાલથી, જય જય શીતળા માતરે.



# જાહેર ખબર.

બળવાન થવું હોય તો ખરીદી ઉપયોગ કરો દરેક મનુષ્યની ફરજ છે કે પોતે પોતાનું શારીરિક બળ વધારવું. જેમ બુદ્ધિબળ વધારવાની જરૂર છે, તેમ શરીરના બળની પણ વૃદ્ધિ કરવાની તેટલીજ અગત્ય છે. શરીર વિના બુદ્ધિ નકામી છે, અને બુદ્ધિ વિના શરીર નકામું છે. માટે ગુજરાતી ભાષામાં પહેલાં કદી બહાર નહિ પડેલું એવું નવું અને વળી મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાએ તથા ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ લાયબ્રેરી માટે મંજુર કરેલું. સચિત્ર પુસ્તક નીચેને શિરનામે લખી મંગાવી તેનો ઉપયોગ પોતાનાં છોકરાં, મિત્રો, કુટુંબ અને ગામમાં કહો. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ મેળવવામાં શારીરની દઢતા નો ખપ પ્રથમ છે. તે દરેક સ્થિતિના મનુષ્યને એ પુસ્તકમાંથી વાંચી અનુભવ લીધાથી મળી શકે છે. પુસ્તકનું નામ "અંગ કસરત" કીમ્મત રૂ૦-૧૦-૦ હવેથી થોડી પ્રતોજ રહી છે માટે જલદી ખરીદો થોડી મુદતમાં હજાર નકલો ખપી ગઇ છે તેપરથી એ લોકોપયોગી છે એમ શાબિત થઈ ચુક્યું છે, અનુભવ લેતાં શરીર બળ ન વધે તો પૈસા પાછા. એનાથી વગર ઔષધે અનેક રોગ ન્હાસે છે, ને નવા આવતા અટકી નીતિએ વર્તતાં તંદુરસ્તી રહેછે. પુસ્તક ડેમી ૧૨ પેજી ૧૪૪ પૃષ્ટ તથા ૩૦ પૃષ્ટ માં ૧૨૫ ચિત્રોનુંછે.

પાકા પુઠાની કીંમત. રૂ૦-૧૨-૦-૦ ગ્રંથ કર્તા.

મુળશંકર અમથારામ ભટ્ટ.

ઠે. હેડમાસ્તર મુખ્ય સ્કૂલ આમોદ.

જીલ્લે ભરૂચ.

# જાહેર ખબર.

## અષ્ટમી મહાત્મ્ય.

આ નામનું પુસ્તક હમારી પાશે તૈયાર છે તેની કીંમત રૂ ૦-૨-૦ પોષ્ટેજ રૂ ૦-૦-૬ રાખી છે શામટી મંગાવનારને ઘણું શારૂં કમીશન આપીશુ કમીશનનો ખુલાશો પત્ર-દ્વારે આપીશું નાટપેટ કાગળ લીધામાં આ-વશે નહી એજ વિનંતી.

લી. પ્રગટ કર્તા.

આમોદ જીલ્લે ભરૂચ.

ચુનીલાલ નાનાભાઇ મહેતા.
અને
અનુપરામ પ્રભાસંકર જોશી.